# मेघराजाने विनंती पत्र*

ते

અમદાવાદના

કવી. માહુમુખરાંમ નરભેરાંમે

રચ્યો.

છપાવી પ્રસિદ્ધકરનાર અ૦ નં૦ ૬ સ૦ ગુ૦

(નિ આ૦ છગનલાલ વલ્લભરાંમ



અમદાવાદમધે બલાખીદાસ નારણદાસે

પોતાના અ૦ સત્ય પ્રકાશ પ્રેસમાં

છાપ્યો.

સંવત ૧૯૩૩. સન ૧૮૭૭.

કીંમત ૯ પાઈ.

૧૦૪૦

# *જાને વિનંતી પત્ર*

---

મનોહર છંદ.

ભુમી કહે કવિ કેમ મિત્ર કાંમુકી તમારો,
નિર્દય થયો નિત્ય વાયદાએ વાય છે.
આઠ માસે આવ્યા તણી અવધ વિતી,
સદન સમિપન જુએ દિન કેમ એના જાય છે?
વાંક મુજ રાંકતણો કાંઈ ઊર આવ્યો કે શું?
અન્ય અબળાને આપ પ્રીતમાંહી ચાય છે.
અધિક અધિક મને થાય છે ઉચાટ મટ.
પત્ર લખિ પાઠવો જે પ્રેમદા પિડાય છે.

હરિ ગીત છંદ.

મિત્ર પરમ પવિત્ર પ્યારા સકળ સદગુણ ગ્રામજી.
કલાજુકારી કામૂકી છો વિજનના વીરામજી;
પર ઊપકારી જક્તજીવન સુખદ સુમતી ધામજી.
આનંદ દાતા દુખ કદન છો વિષની ઊર હામજી. ૧
લખિતંગ અમદાવાદથી દિન મિત્ર માસુખરામજી,
નિત્ય નમનતાના સેવમાં સ્વીકારશો પરણામજી;
કળ અકળ છો આપે અનૂપમ શુભ કર્યાનો ઠામજી,
છો ગહન ગતિના નેક ન્યાઇ મેઘ રાજા નામજી. ૨
આઠ દિવસમાં નવિ કુશળતાના પત્ર અત્રે આવતા,

ચટપટી ચીતમાં તે થકી અન ઉદક પણ
અખળા તમારી ને અતી ઉચાટ ઉરમાં થાય છે
જરિ જંપીને નથિ બેસાતી ઘટિ એક કલ્પની જાય છે.
શા કામમાં ઘુંચઈ પડ્યા જે અહીં આવાતુ છે નહીં,
ફરવૂં હવે છે એકલા ક્યાં સુધિ મુદત પૂરી થઈ;
કલ્પાંત કરતી કામની મુજ નિકટ આવીતી ધરા,
નિરખ્યું વદન વીલૂ અતી ઉર ધિરજતો નવ રહિ જરા. ૪
સોસાઈ મરે છે સુંદરી પીડા ગુપત પરખાય છે,
સુભ રસિક કાયા કામનીની કરડવાને ધાય છે.
સુભ રંગના લાલાં નથી અંબર વપુપર પેહેરતી,
ત્રિભુવન પતિ તવ તારૂણી તુજ વિણ ન છ જે એ સતી. ૫
પંખીડા નવ પર હરે તિજ નારને દિન એકનો,
શી આબરૂ રામા તજ્યામાં વિચારો વિવેકનો;
અપરાધ એનો છે નહી તો રીસ લાવ્યા શા થકી,
એ બાંચ તમને બેસસે માટે કરો આવ્યા વકી. ૬
પતિ વિયોગે પતિવૃતાનો પ્રાણ બહુ પીડાય છે,
માહા દોહલે દિન ગાળતા શોકે કરી સૂકાય છે;
પાળે વિવિધ વ્રત છે વનીતા સહુ સાધવાં કષ્ટને,
વિલાપ એના કારણ સુણના દયા ઉપજે દુષ્ટને. ૭
અન ઉદકને નિંદ્રા તજી ઘેલી સરીખી નિત ફરે,
ભૂષણ ધરે અંગે નહી સંન્યાસ પાળે છે ખરે;
પોકારતી પીઉ પીઉ પીયુ મુખ અન્ય કશુ નવ ઊચરે,

ાત તે વરસાત પાખ્યાં રૂદન કરિ કરિને મરે. ૮
ાડા પડ્યા છે હાડમાં તોએ ભ્રમીત થઇને ભમે,
પરી ધ્યાન કીધા ચીર ફાટાં સારસ નવ ભોજન જમે;
એ ધરા રેછે ધીકતી એ માસાના અપવાસમાં,
છ માસથી માહા તાપમાં એ તપ કેરેછે ત્રાસમાં. ૯
યોબન વિષે યુવતી તણા દિન જવા તે મુશ્કેલ છે,
વળી કામની વિણ કંથનીનું જીવત ખાંડા ખેલ છે;
ખારચી તમે આપી ગયાતા તે સકળ ખૂટી ગઇ,
હેવે ખાનારાં તો કુશળ પાણ શુ દળે ઘંટાની મહી. ૧૦
જ્યાંજે ઘીરે નહિ શેઠ કે સાહુકાર દિન કયમ નીકળે,
દવ લાગતામાં કોગળા પાણી થકી તે શું વળે;
રૂદન કરંતાં છોકરાં છોરૂ તમારાં ટળવળે,
એ પ્રજા પેઠે હાથ નાંખે માવડી મનમાં બળે. ૧૧
અબળા અતી અકળામણે હૈયા વિષે સોસઇ મરે,
જે કુવા કેરી છાંયડી તે બાહાર કયમ કાર નિસરે;
એ તમ તણી મૂસાફરિમાં મરણ અમતણું થાય છે,
માટે પધારો પ્રેમશુ પરજા ઘણી પીડાય છે ૧૨
આશા તમારી સકળ રટીને અરે આવની પતી,
દિન રાય કે કાયર શુરા સહુકાર જે મોટા સતી;
પક્ષી પશુ કે જંત જીવ સૌને તમરી ગોથ છે.
તમ આવતા સૌ જીવતાં નહી તો રઝળતાં લોથ છે. ૧૩
સૌ સાધના તમ આવવે નહી તો કશાં નથી કામની,

તાપે તમારે સૌ અંગે તરસ્યા તમારા નામની,
થઈ છે હવે તો હદ ઘણી માટે જરૂર અહીં આવજો,
વિયોગનો વહની અધીક આણી દયા બુઝાવજો. ૧૪
પોકાર પોહોળા મુખ થકી પરજા તણા બહુ થાયછે,
કકળાટ મનમાં સૌ કરે ફૂડીઆ ઘણા ફુલાય છે;
મરવા તણી આવી વખત ગરિબો ઘણા મુંઝાય છે.
શઠ સ્વાર્થી ફૂડીઆ મળી મંગળ તણા ગિત ગાય છે. ૧૫
ના સાંખશો તેવું તમે અઘટિત કામ આ સમે.
એ સોપીઆ તમને હવે હારી રહ્યા છઇએ અમે;
દરીઓ દયાતણો વિશાળ મંગરજી સુત અહીં,
ઉપકાર કાવસજી તણો પડે ભુલવામા નહીં; ૧૬
મળવા તમારે જોગ છે તો ગરીબ કેરા માળવો,
છે ધર્મમા ઘરાવ્યું નાગ પ્રથમ એને પાળવો;
માટે પધારો પ્રેમથી વિનતી સુણી ઉરમાં તમે,
રૂવે બેશા રંટીએ રાંડી રાંડો પણ આ સમે. ૧૭
જો નહિ પધારો તો તમે હાલત થશે શી રાંકની.
એ ઉદ્યમ કરી ધીરજ ધરે ત્રેવડ કરી નવટાંકની;
ઊંચી નજરથી ખેડુતોનાં ડોકાં બહુ દુખાય છે,
વિણ ઘાસ ગાયોને બળદ એ અંબાળા અકળાય છે. ૧૮
વળી સરોવરમાં માછલાં તે જળ વિનાનાં તરફડે.
સાપ વીંછી રાફુમાથી નિકળી અગની વડે;
વીલંબ જો થાશે વધારે આધી વ્યાધી આવશે,

જા શૌ નાશા તો કુણ ખાપને ણોલાવશે.   ૧૯
...ડા વળી વાદળાની સાથ કાંવોછો તમે.
.. દિવસતો આનંદમાં અતિશે ઘણા રહીએ અમે,
આજ આવે કાલ આવે વાટડી જોતા ઘણી,
પણ હવે વિશ્વાસ નથિ પડતો ત્રિભુવનના ધણી.   ૨૦
ધણિ મેઘ લાડુ માનતા ઉજાણીઓ પણ આ સમે,
ઉપાયતો અતીશે કર્યા પણ જરાય પલાળ્યા નહિ તમે;
પડાવ નાંખ્યા પંથમાં વીવિધના ભોજન કરી,
સો રહ્યા બેશા અ.પ અરથે સાહિત્યો સામી ધરી. ૨૧
નિસા સમે વિલા વદનથી સરવ પુરમાં આવીઆ.
કપટી એવા ક્રૂર તમને કહો કોણે બનાવીઆ;
ન.ર છત્ર પતીઆ એમ છાજે આવવું નિઅ ઘટે.
શાંત પાડો સરવના મન વેદના સઘળી મટે.   ૨૨
તતખેવ ધરિ દીલમાં દયા આ પત્ર દેખત આવજો.
આતુર બની ઉભા અમે વિલંબ ના જેવરાવજો;
વળી ઝેપ લઈ તતપર થઈ સામીપ આવીશુ અમે.
આ અરજ બાહાદુખરામની દયો અંગીકારીને તમે. ૨૩

દુહો.

ઓગણીસે તેત્રીસના શ્રાવણી શુદી સાર;
નવમીને ભ્રગુ વાર દીન પત્ર લખ્યો નીરધાર. ૨૪

ઇશ્વરનીસ્તુતી.

શ્લોક સગાળસા સાધુને સેવે વાણીઆ પાળે વરત. એ રાગ.

અમારી અર્જ સુણો અવિનાશ દુઃખ હરીને નિવારો ॥

પળ પળમાં ઉપકાર તમારો, અમ ઉપર અવિનાશ,
થતો ગયો ને થાય હજુ છે, અધિક દયાનો પ્રકાશ. અમા૦
રચના રમણીક તારી તેમાં સૃષ્ટી સકળ સુખ સાજ,
મેહેર કરતાં અમ ઉપર એથી, દરશાય છે માહારાજ. અમારી. ૨
સૂર્ય શશિ નક્ષત્ર રચ્યાં તેં, સઘળાં સરવ સહીત,
સર સરિતા વન પવન કર્યાં તે, સ્વારથ સકળ રહીત. અમારી. ૩
આકાશ અવની પરવત ને તરૂ તે તુજ શક્તીથી ઇશ,
જન સુખ કારણ સરજી કીધાં જુક્તી તે જગદીશ. અમારી. ૪
શિયાળો ઉનાળો ને વળી વર્ષા ઋતુ વિખ્યાત;
તુજ આજ્ઞાથી વારા ફરતી શીત તાપ વરસાત. અમારી. ૫
પુષ્પ સુવાસીક વિધ વિધના ફળ પાકે અન્ન અપાર,
તે કુદરત છે કરતા તમારી પેખાય છે ઉપકાર. અમારી. ૬
નિયમ પ્રમાણે થયાં કર નિત્ય ભોગવે માનુષ્ય ભોગ;
પણ તેમાં કંઈ ન્યૂન પડે તો અનિતીનો સંજોગ. અમારી. ૭
કરતા આપ્યા છો ને કરો છો હીત જગતના બાપ,
તેમાં દુખ પડે તો દાતા પૂર્ણ અમારાં પાપ; અમારી. ૮
એ સાચણ ઉરમાં લહીએ પણ સેલી સ્વભાવીક રીત.
કષ્ટ પડે ત્યારે કરગર એ પ્રભુ દયાળા દયાવંત નિત, અમારી. ૯
ચાલતા ચોમાસામાં હરી વરસ્યો નથી વરસાત.
દુખના ડુંગર અમપર રેલ્યા અતિ દીધો ઉતપાત. અમારી, ૧૦
એથી શોકે સરવેને ઘેર્યા હૈયાની ઉડી હામ;

. ઉચાટ અતીશય ભડભાડ ગામો ગામ. અમારી. ૧૧
તણા ભણકારા વાગે વરતાઓ છે કેર,
... નથા મળતુ રૂપીયાનું પુરૂ પંદર શેર. અમારી. ૧૨
ખેડુત ખેતરમાંહી ઝુરે છે વાણીઆ ઝુરે હાટ,
સાહુકારો ઝુરે છે સદનમાં રાજાને ઉર ઉચાટ; અમારી. ૧૩
પરજન અમને પર હરી બેઠા અધવચ રાખી એમ,
માફ કરો સરવેશ્વરજી તમે જોઈ રહ્યા છો કેમ. અમારી. ૧૪
અપરાધ આપ તણું શીર મેલ્યાનો લેશ મળે નહીં લાગ,
કર્મ કરેલ નડે છે અમારાં ભુડાં પ્રગટયાં ભાગ્ય. અમારી. ૧૫
સદાચર્ણ સુનીતિમાં ન ચાલ્યા કીધા સુધર્મનો લોપ,
સાંખ્યું દીન ઘણાક હરી પણ હદે જાણ્યો કોપ; અમારી. ૧૬
આપ તણી આજ્ઞાએ વર્તવા અપૂર્ણ પ્રાણી માત્ર.
વાંક અમારા વિચારતાંતો આ શિક્ષાને પાત્ર; અમારી. ૧૭
નેકી નિર્મળ નિત્ય નિરંજન નકલંકી છો નાથ,
દિન દયાળ કૃપાળ અકળબળ સૃષ્ટીસકળના તાત. અમારી. ૧૮
પુરાણ પરઉપકારી પ્રભુજી સચ્ચીદ આનંદ રૂપ,
આપ અનૂપમ ઇશ અગોચર ક્રોડ ભુવનના ભુપ. અમારી. ૧૯
અદલ ઈનસાફી અવિનાશી સર્વાંતરના જાણ,
ગહન ગતી ગુણ સાગર તારી અલ્પ અમેતો અજાણ. અમારી. ૨૦
કામ ક્રોધ મો લોભ લલુતાં અવગુણના ભંડાર,
પગલે પગલે પાપ અમારા વાંક તણો નહી પાર. અમારી. ૨૧
એ કરણી જોતાં કુરણા નોધી બરોબરી કહેવાય,

ક્ષમા કરવાનો ધરમ તમારો તે કરશો જગરાય,
દયા નાથ છે નામ તમારૂં દયા ધરમનો ધરમ,
દુખ પડે શરણું દડવડીએ અન્ય ન જાણીએ મર્મ; અમારી.
પેટના કીડા પેટમાં કરડે પરવડશે કેમ રીસ,
રોતા જશે ને રોટલા લેશે શિશુ તમારાં ઇશ. અમારી.
વરસાતને વરસાવો વિભુજી મનનાં મુંઝામણ કાપ;
દિનાનાથ તેં દાંત કર્યા તો ચાવણું અમને આપ. અમારી.
દુષ્ટ અમારી બુધ્ધી જેવાં દુષ્ટ અમારાં કામ,
સુખમાં તો તને સંભારતા નથી દુખમાં લઇએ નામ; અમારી.
તે સઘળું તમે જાણો છો પણ ઉરમાં ન આણશો નાથ,
કોના આગળ જઈ કરગરીએ તમથી મોટું કોણ તાત; અમારી.
છોરૂ કછોરૂ થાય નિરંતર માત પિતા ધરે રીસ,
તો શ્રી ઉછેરે કેમ શ્રી હરી કરણી ન જોશો ઇશ: અમારી.
વહુનામા ચંદન કાષ્ટ બળે તોય આપે સુગંધી એમ;
દુકાળ કેરી ઝડપ થકી હરી ઉગારી લેજો તેમ. અમારી. ૨૯
પોકાર કરતા પરવડીએ અમે ઉભરા ખાલી થાય,
પક્ષી પશુની શી ગત સ્વામી અબોલાં અકળાય; અમારી. ૩૦
વરસાત વીણના વાંતકણા વિભુ કેહેતા નાવે પાર,
વીલા પડ્યા છે વદન સરવના વરતાયો હાહાકાર; અમારી. ૩૧
જો ધારો તો ધરણીધરજી પળમાં કરો લિલા લ્હેર,
ખોટ તમારે નથી કે મેહેનત માટે ધરશો મેહેર; અમારી. ૩૨
રંક માહાસુખની વિનતીઆ કરજો અંગીકાર.
વેગે વરસાદને વરસાવી કરજો જયજયકાર; અમારી. ૩૩

# समाप्त

# जाहेर खबर.

| ચોપડીનું નામ. | કીમત |
|---|---|
| બાહાસુખરામ કૃત્ય રસિક પદ માળા........ | 0—૭—0 |
| રણછોડ કૃત્ય શીવ વીવાહ........................ | 0—૪—0 |

ઉપર લખેલી ચોપડીઓ રોકડી કીમતે અમદાવાદ રાજા મેહેતાની પોળમા છગનલાલ વલભરામને ઘેરથી તથા રાયપુર ખંભાતાની પોળમા. બાહાસુખરામ નરભેરામને ઘેરથી મળશે. દસ ઉપરાંત કોપી રાખનારની પાસેથી એક આનો ઓછો લીધામાં આવશે.

લી; છગનલાલ વલભરામ શાહી